# મોજડીનાં મૂલ્ય

લેખક
ઉમિયાશંકર જીવણલાલ ઠાકર
'પ્રેરણા'ભવન : ઘોરીફળીઉં
આણંદ

*

પ્રકાશક
સી. એચ. દવેની કંપની
આણંદ

કીંમત અઢી આના

## :: પ્રસ્તાવના ::

卐

**બાલસાહિત્યના** રસપ્રવાહમાં આ વાર્તાનું નાનકડું પુસ્તક કંઇક વધારો કરે છે. એ તો નિર્વિવાદ છે કે બાલકોને વાર્તાઓ બહુ ગમે છે.

આ વાર્તાનું વસ્તુ અંગ્રેજીમાંથી કંઇક કહેવાય ખરૂં; પણ આ વાર્તાની લગભગ બધી છાંટ આપણા બાલસાહિત્યને અનુસરીને યોજેલી હોઇ નવીન સર્જન જેવું જ છે.

બાલસ્વભાવને અનુલક્ષીને, કુદરત સાથે ખેલન, કુદરતી દશ્યોનાં વર્ણન, પ્રાણીઓ સાથેનો નિર્દોષ તેમજ દૈવી પ્રેમ, સખીઓ સાથેનું સ્નેહમિલન, કાર્યપરાયણતા તેમજ મનુષ્યને માથે ઉતરતી સુખદુ:ખની સ્થિતિનો આછેરો ખ્યાલ આપવા આમાં પ્રયત્ન કર્યો છે.

બાલદુનિયાને આ વાર્તા રુચિકર નિવડશે તો મારો પ્રયાસ સફળ થયો માની આ પ્રવૃત્તિ–પ્રવાહને વહેતો મૂકવા આશા રાખું છું.

'પ્રેરણા'ભવન, આણંદ
વિજયાદશમી, ૧૯૮૫

ઉમિયાશંકર ઠાકર

# પ્રકાશકનું નિવેદન



**બાલમાનસને** કેળવીને જ્ઞાનમાં વધારો કરવા માટે શાળોપયોગી પુસ્તકો ઉપરાંત બહારનાં પુસ્તકોના વાંચનની બાળકોને ખાસ જરૂર છે. તેમાંય મુખ્યત્વે કરીને બાળકો વાર્તાપ્રિય હોય છે.

બાળકો માટેનું સાહિત્ય હમણાં સારા પ્રમાણમાં પ્રકટ થવા માંડ્યું છે. તે માટે મને પણ ઘણા સમયથી તીવ્ર ઇચ્છા થઇ હતી. આજે તે ઇચ્છા આ વાર્તાનું પુસ્તક પ્રકટ કરતાંની સાથે કંઇક અંશે અમલમાં મૂકાય છે.

બાલસાહિત્યમાં રસપૂર્વક ભાગ લેતા ભાઇશ્રી ઉમિયાશંકર જી. ઠાકરે પોતાના સમયનો ભોગ આપીને મારી બાલસાહિત્યમાળાનું આ પ્રથમ પુસ્તક તૈયાર કરી આપ્યું છે તે બદલ, તેમજ ચિત્રકાર હોઇ પુસ્તકને ચિત્રની બાબતમાં પોષી સુંદર બનાવવા જે શ્રમ ઉઠાવ્યો છે તે બદલ હું તેમનો આભારી છું.

ભાઇશ્રી મોતીભાઇ મ. પટેલે આ પુસ્તક ટૂંક સમયમાંજ છાપી આપી જલદી પ્રકટ કરવામાં મદદ કરી છે તે બદલ તેમનો પણ આભારી છું.

આ પુસ્તક બાલકોને રુચિકર નિવડશે એમ ઇચ્છી બીજા પુસ્તકની યોજનામાં પ્રવૃત્ત થાઉં છું.

આણંદ
શરદ્પૂર્ણિમા, '૮૫ 

**ચીમનલાલ હ. દવે**

# અર્પણ

*

સાહિત્યરસિક અને કલારસિક,
કવિજન અને ઉગતો આશાવંતો,
વાર્તારસિયો અને બાલસાહિત્યપ્રેમી
સ્વ. ભાઈ શાન્તિલાલ છોટાલાલ શાહને
મિત્રભાવે, ખરા અંતઃકરણ પૂર્વક
અર્પણ.

'પ્રેરણા'ભવન,
આણંદ
વિજયાદશમી, '૮૫

ઉમિયાશંકર ઠાકર

# અનુક્રમણિકા



*

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૨ | ન લાવ્યું. | જ લાવ્યું. |
| ૨૫ | ૧૮ | પાછા પાછા | પાછા |
| ૨૬ | ૬ | સૂરસિહે | સૂરસિંહે |
| ૨૬ | ૯ | બહુ | એ બહુ |
| ૨૭ | ૧૩ | મતિએ | કુમતિએ |
| ૩૪ | ૭ | વી | દેવી |






## પ્રકરણ ૧ લું

## રૂપસુંદરી અને મોજડી

**મોટા** એવા રાજાજી હતા. ભલા અને શાણા રાજાજી.

એમનું રહેઠાણ ઉંચે પર્વતો ઉપર હતું. મહેલમહેલાતો ય ત્યાં ઉંચે હતું. રાણીઓ, દાસીઓ, ભાયાતો, સરદારો ને નગરજનો બધુંય પર્વત ઉપર હતું. ત્યાં તો એક મોટું શહેર બંધાઇ ગયું હતું. એ રાજધાનીનું શહેર હતું.

રાજાને એક રાણી. રાણી દયાળુ ને રૂપાળી હતી.

એમને એક કુંવરી અવતરી. કુંવરી તો રૂપરૂપનો અંબાર હતી. ગામમાં બધે કુંવરીનીજ વાતો થાય. બધે આનંદ આનંદ થઇ રહ્યો છે.

રાજાજી દરબાર ભરીને બેઠા **છે**. પંડિતો, દરબારીઓ, સામંતો, **ભાટચારણો** ને **પ્રજાજનો** બધાય બેઠા છે. રાજજોષી કુંવરીનાં ભવિષ્ય ભાખે છે.

રાજજોષી કહે, "રાજાજી, કુંવરીબાનું ભાગ્ય બહુ મોટું છે. **એ**મના રૂપનાં તે હું શાં વખાણ કરું? એમનું રૂપ તો ચન્દ્રિકાથીય ચઢી જશે. નાગકન્યાનું રૂપ તો એમના આગળ કાંઇ વિસાતમાં નહિ રહે. અરે! ભલી ભલી સ્વર્ગની અપ્સ-રાઓ અને પરીઓય એમના રૂપ આગળ પાણી ભરશે. એમનું નામ રાખો 'રૂપસુંદરી'."

રાજાજી કહે, "જોષીજી, એ તો ખરૂં; પણ મને ખબર મળી છે કે એ કુંવરીનો જન્મ થયો ત્યારથી જ એના ગળામાં **એ**ક સુંદર નવલખોહાર છે. એ હારનું શું?"

જોષીજીએ તો કુંડળી કાઢી. આંગળીના વેઢા ગણ્યા ને પછી બોલ્યા, "રાજાજી, એ હાર બહુ કીમતી છે. દેવતાઇ હાર **છે**. એ હારમાં **કુ**ંવરીબાનો પ્રાણ છે. એને જીવ કરતાંય વધારે સાચવજો. જ્યાં સુધી એ હાર બીજું કોઇ પહેરશે નહિ ત્યાં સુધી કુંવરીબાના દેહમાં પ્રાણ રહેશે. માટે એ હાર ગળાની બહાર ન નીકળે એ સાચવજો. **એ**નાં બહુ જતન કરજો."

જોષીજીને સારો સરપાવ આપ્યો. બ્રાહ્મણોને દાન કર્યું ને બધાને સાકર ને ગોળ-ધાણા વહેંચ્યા. વાજીંત્રો વાગવા લાગ્યાં ને દરબાર પૂરો થયો.

રૂપસુંદરીનું રૂપ તો દિવસે ન વધે એટલું રાત્રે વધે ને રાત્રે ન વધે એટલું દિવસે વધે. એ મોટી થઇ. ખરે જ

એના રૂપનાં વખાણુજ ન થાય. કુંવરી હસે ત્યાં તો ખરખર મોતી ખરે ને પગલીએ કુંકુમવર્ણાં પગલાં પડે.

એટલામાં રૂપસુંદરીનો બારમો જન્મદિવસ આવ્યો. એને તો બાર વખત રૂપાથી તોળી ને પછી બધા ય રૂપાનું દાન કર્યું. કુંવરીના પિતાએ તો આ વખતે એને માટે મોજડીની એક સુંદર જોડ કરાવી. સોને ભરેલી, હીરે જડેલી, મખમલના અસ્તરવાળી, સુંવાળી સુંવાળી, તારલિયાના તેજ જેવી, સુંદર સુંદર એ મોજડીઓ. મોજડીનાં તે કાંઇ મૂલ!

રૂપસુંદરી આ મોજડી જોઇને ખૂશ ખૂશ થઇ ગઇ. એના હરખનો પાર ન રહ્યો.



## પ્રકરણ ૨ જું

### બાગમાં

**રૂપસુંદરીનો** બાગ સુંદર મઝાનો હતો. **બાગમાં** સુંદર સુંદર વેલીઓ હતી. રંગબેરંગી ફૂલ તો કુંવરીબાને જુએ ને ખૂબ ખીલે! અપ્સરાસૃષ્ટિનાં ફૂલનો મઘમઘાટ તો આ બાગને ફરતો એક એક ગાઉ સુધી પ્રસરેલો. બાગની આજુબાજુ લાલ, ધોળાં, પીળાં, ને ગુલાબી ગુલાબની વાડયો. બાગમાં બેસવાને લતામંડપ ને સુઘડ ઓવારા. હજાર ધારાઓના ફુવારા ને પાણીના મોટા મોટા હોઝ. હોઝમાં રંગબેરંગી માછલીઓ તરે. હંસ ને બતકોય તરે.

એક દિવસ દાસીઓ અને સખીઓ સાથે રૂપસુંદરી બાગમાં ફરે છે. ફરતાં ફરતાં એ બધાં ફુવારાવાળા હોઝ

પાસે આવ્યાં. રૂપસુંદરીને જોઇને હંસહંસી દોડી આવ્યાં. રૂપસુંદરી સાથે એ હળેલાં હતાં.

હંસી નાચવા લાગી. હંસેય તાલ પૂરાવતો જાય ને નાચતો જાય. ઘડીમાં ડોક લાંબી કરે ને ઘડીમાં ટૂંકી કરે. આમ આમ ગોળ ગોળ ફરે. હોઝનું પાણીય ગોળ ગોળ ફરે. પુષ્કળ કુંડાળાં થાય. રૂપસુંદરીનું ધ્યાન હંસહંસીમાં છે.

થોડીક વાર થઇ ને પ્રધાનપુત્રી કહે, "કુંવરીબેન, ચાલોને હવે પેલા મૃગની તરફ જઇએ." છતાંય કુંવરી કાંઇ એમ માને એમ હતાં? પણ આજ જરા મોડું થયું હતું ને સખીનો બહુ આગ્રહ થયો એટલે રૂપસુંદરી હંસ-હંસીને જય જય કરીને આગળ ચાલવા લાગી. હંસહંસીએય ડોક નમાવી ને નાચ પૂરો કર્યો.

મૃગનું રહેઠાણ આવ્યું. એક દાસી પાસેના વિશ્રામસ્થાન-માંથી દિલરૂબા લાવી. રૂપસુંદરીને દિલરૂબા બજાવતાં સુંદર આવડે. યક્ષ–કિન્નર પણ સાંભળવાને બે ઘડી ઉભા રહે એવી!

કુંવરીએ તાલ-સૂર મેળવ્યા ને દિલરૂબા છેડી. મૃગલો એને રહેઠાણેથી દોડતો આવ્યો. રોજની માફક નાખેલા આસન ઉપર એ બેઠો. મૃગ, સખીઓ ને દાસીઓ બધાં કુંવરી તરફ એકી ટસે જોઇ રહ્યાં છે. બધી કુદરત શાન્ત થઇ ગઇ છે. કેટલીક ઝીણી કુંપળો તાલ મીલાવે છે.

પણ આ અચાનક આ શું? ઝણણણ થયું ને તાર તૂટયો! બધાંનાં ધ્યાન તૂટયાં. રંગમાં ભંગ પડયો!



## પ્રકરણ ૩ જું

## મોજડી ગઇ!

**બીજા** દિવસનું સવાર થયું. રાજમહેલની અગાસીમાં સાફસુફી થઇ રહી. ફૂલઝાડનાં કુંડાં સાફ થયાં. નીચે લટકતી મધુમાલતીની વેલીને હલાવીને સાફ કરી. મોટી મોટી ઝાઝમો પાથરી. રાતા મખમલના ગાદીતકિયા બિછાવ્યા. કીમતી કીનખાબ ઓછાડયો. અત્તરદાની, ગુલાબદાની, ને ઘણું બધું ગોઠવ્યું.

આઠ વાગ્યા. દાસીઓ રાહ જોઇને અગાસીમાં બેઠી હતી. એટલામાં પ્રધાનપુત્રી અને બીજી બે સખીઓ સાથે કુંવરીબા અગાસીમાં આવી પહોંચ્યાં. મોજડીઓ કાઢીને એ ગાદીતકિયે બેઠાં. બીજાં બધાંય બેઠાં.

દાસીએ દિલરૂબાના સૂર મેળવી એક ગીત ગાયું.

એટલામાં કુંવરી પ્રધાનપુત્રીને કહે, "જોને બેન, આ મારી જમણી આંખ આજે ફરકે છે કેમ?"

પ્રધાનપુત્રી કહે, "કુંવરી બેન, એ તો અમસ્તું. એક દિવસ માતાજી કહેતાં હતાં, કે 'આપણી જમણી આંખ ફરકે ત્યારે આપણા ઉપર કંઇક દુઃખ આવે.' પણ બેન, આપણે કયાં કોઇનું ભૂંડું કરવા ભેગાં થયાં છીએ તે એવું બને?"

એટલામાં એક સખી બોલી ઉઠી, "ચાલો કુંવરીબા, આજે તો સોગઠાંબાજી રમીએ."

કુંવરી કહે, "હા, ચાલો. લાવો સોગઠાંબાજી."

હીરે ભરેલી સોગઠાંબાજી ઢાળી. ચારેય સખીઓ રમવા લાગી. બધાંય રમવામાં મશગુલ છે; પણ કુંવરીને આજે કાંઇ બરાબર ચેન પડતું નથી. ધાર્યા દાણા આજ પડતા નથી.

× × ×

આકાશમાં એક સમડી ઉડતી હતી. અચાનક એની નજર પેલી રત્નજડિત મોજડીઓ ઉપર પડી. સૂર્યના તેજમાં મોજડીના હીરા ઝબકારા મારતા હતા. સમડીએ જાણ્યું એ કંઇક ખાવાની સુંદર વાનગી હશે. એ તો ગોળ ગોળ ચક્કર ફરતી જાય ને નીચે ઉતરતી જાય. અગાસીમાં પડેલી મોજડીઓમાંથી જમણીને એણે અચાનક ઝડપ મારી. એને બે પગ વચ્ચે ભરવીને એ તો કી....ર કી....ર કરતી આકાશમાં ઉડી ગઇ. એ તો ક્યાંની ક્યાંય નીકળી ગઇ.

ઉડતાં ઉડતાં મોટું જંગલ આવ્યું. સમડીના પગમાંથી પેલી મોજડી અચાનક ત્યાં સરકી ગઇ. એ તો એક ઝાડના ગાળામાં પડી. સમડીને એની ખબર ન પડી. એણે તો હર્ષમાં ને હર્ષમાં ઉડ્યાંજ કર્યું.

× × ×

સમડીની ઝડપનો અવાજ કુંવરીએ સાંભળ્યો. મોજડી લેઇને ઉડી જતી સમડીનેય જોઇ. એ હાથ લાંબો કરીને બૂમો પાડવા લાગી. દાસીઓ ને સખીઓ બધાંય બૂમો પાડવા લાગ્યાં. ત્યાં તો નાસાનાસ ને હો હા થઇ રહી. સમડી દેખાતી બંધ થઇ. કુંવરીના દુઃખનો પાર ન રહ્યો.



'મોજડીનાં મૂલ્ય' ચિત્રકાર: શ્રી. પંડિત

"એ હાથ લાંબો કરીને બૂમો પાડવા લાગી." [પૃ. ૧૨]

બધાંએ મોજડીને આમ તેમ ખોળી જોઇ. વખતે સમડીએ એને નાખી દીધી હોય તો. પણ એમ કાંઇ મોજડી મળે?

રાજાજીને જાણ થઇ: "કુંવરીબાની મોજડી સમડી લેઇ ગઇ. કુંવરીબા દુઃખિયાં થયાં છે."

રાજાએ ઢંઢેરો પીટાવ્યો, કે "જે કોઇ મારી કુંવરીની મોજડી લાવી આપશે તેને માગ્યું ઇનામ આપવામાં આવશે."



## પ્રકરણ ૪ થું

### આડ ઉપરના ઝબકારા

**દિવસો** ઉપર દિવસો ચાલ્યા. મોજડીની કોઇ ભાળ ન ન લાગ્યું. કુંવરીને મોજડી વિના જરા ય મઝા નથી પડતી. બાગમાં રમવામાં ને ફરવામાં હવે પહેલાંના જેવી મઝા નથી રહી. એનું બધું ધ્યાન મોજડીમાં છે.

આ રાજધાનીથી ૫૦-૬૦ ગાઉ દૂર એક બીજા રાજાનું રાજ્ય હતું. એ રાજાને એક કુંવર હતો. એનું નામ સૂરસિંહ. ખરેખર સૂરસિંહ તે સૂરસિંહ જ હતો.

કુંવરને શિકારનો શોખ હતો. એ રોજ શિકારે જાય.

કુંવરે તો લાલ પોશાક પહેર્યો છે. રાતે ઘોડે ચઢ્યો છે. લાલ તલવાર લટકે છે. ખભે ભાથો ભરવ્યો છે ને હાથે ધનુષ્ય પકડ્યું છે.

એણે ઘોડાને એડી મારી, લગામ ખેંચી ને ઘોડો ઉપડયો. ખરેખરો ઉપડયો. રાજનગર ગયું, પાદર ગયું ને જંગલ આવ્યું.

કુંવરે દૂરથી એક મૃગને ચરતો જોયો. ઘોડાની ખરીનો અવાજ મૃગે સાંભળ્યો ને એ ચમકયો. મૃગ તો ચારે પગે કૂદતો કૂદતો, છલંગો ભરતો નાઠો. પાછળ કુંવર ઘણોય ઘોડો દોડાવે, પણ ઘડીકમાં મૃગ ઝાડને ઓથે હોય તો ઘડીકમાં કયાંથી કયાંય નીકળે! એટલામાં મૃગ દેખાતો બંધ થયો. કુંવર નિરાશ થયો. એણે એક ઝાડ નીચે ઘોડો ઉભો રાખ્યો. ઝાડ ઉપર કંઇક ઝબકારા મારતું પડયું હતું. ચારે બાજુ અજવાળું અજવાળું થઇ રહ્યું હતું. કુંવર અચાનક અજવાળું જોઇને જરા ગભરાયો. એને થયું, "આ ચારે બાજુ આટલું બધું અજવાળું કયાંથી?"

કિરણો ઉંચેથી આવતાં હતાં. એણે ઉપર જોયું. ઝાડ ઉપર કંઇક ચળકતું હતું. ત્યાં તેજના અંબાર હતા.

ઘોડા ઉપરથી કુંવર નીચે ઉતર્યો. એ ઝાડે ચઢયો. ઉપર જઇને જુએ તો ડાળખાંના ગાળામાં રત્નજડિત મોજડી પડેલી હતી. આ બધો ઝબકારો એ મોજડીનો જ હતો.

કુંવરે વહેલે વહેલે મોજડી હાથમાં લીધી. અમૂલ્ય મોજડી જોઇને એ હરખાયો. એને થયું, "આ મોજડી કોની હશે? આ મોજડી પહેરનારી મળે તો? લાવને માજીને બતાવી જોઇશ."

મોજડી લેઇને કુંવર હેઠે ઉતર્યો. મોજડીને કમરે ખોસી,

પછી પેંગડે પગ મૂક્યો. એડી લગાવી ને લગામ ખેંચી. ઘોડો તો ઉપડયો. જોતજોતામાં એ રાજધાનીએ આવી પહોંચ્યો.

રાણીવાસમાં જઇને એણે માજીને મોજડી બતાવી.

રાણી કહે, "બેટા, આ નાજુક મોજડી તો કોઇ રાજકુંવરીની છે! મોજડીનું મૂલ્ય થાય એમ નથી!"

કુંવર હરખાયો. એ કહે, "હું તો હવે એ મોજડીની પહેરનારીનેજ શોધી કાઢીશ. તે સિવાય મને શાન્તિ મળશે નહિ."

રાણી કહે, "બેટા, આપણે એની તપાસ કરાવીશું. રહેતે રહેતે ભાળ મળી આવશે. એમ કાંઇ ઉતાવળે આંબા પાકે?"

કુંવરે હઠ લીધી. એ કહે, "એને શોધી કાઢું તોજ ઝંપ વળે. એને પરણું તોજ હું તારો કુંવર."



## પ્રકરણ ૫ મું

## સંન્યાસીનો ભેટો

**કુંવર** ત્યાંથી ચાલી નીકળ્યો. પોતાના ખંડમાં જઇને એણે બધાં હથિયાર સજી લીધાં. વાટખર્ચીને માટે કેટલીક સોનામહોરો લીધી. નોકરની પાસે ઘોડો મંગાવ્યો. ઘોડો આવ્યો.

રાણીએ રાજાને વાત કરી. રાજા અને રાણી બન્નેય કુંવર પાસે આવ્યાં. એમણે એને ખૂબ સમજાવ્યો; પણ એ

એકનો બે ન થયો તે નજ થયો. છેવટે માતાપિતાની રજા લેઇ, ઘોડે સ્વાર થઇને એ ચાલી નીકળ્યો.

કુંવર તો ચાલ્યો ચાલ્યો જાય છે. રાત પડે છે ત્યાં વાસો રહે છે. કોઇ વાર ખાય છે, તો વળી કોઇ વાર ભૂખ્યો રહે છે. એને બીજા કશાનું ભાન નથી. એને તો મોજડીની પહેરનારીને જ શોધી કાઢવી છે. એની સાથે એને પરણવું છે.

આમ કરતાં સાતમા દિવસની સાંજ પડી. કુંવર એક ધર્મશાળામાં ગયો. ધર્મશાળામાં એક લીમડાનું ઝાડ હતું. લીમડાની નીચી ડાળખીએ કુંવરે ઘોડો બાંધ્યો ને પછી ઓટલા ઉપર એ વિચાર કરતો બેઠો.

પાસેના ઓવારામાં એક સંન્યાસી ઉતર્યા હતા. એ આ બધું જોતા હતા. કુંવર બિચારો દુઃખીઓ હતો. એણે સંન્યાસીને જોયા ન હતા.

એટલામાં કુંવર બબડ્યો: "ભલા ભગવાન, હવે તો હદ થઇ! ઘણાને પૂછ્યું, ઘણી ભાળ કાઢી; પણ એ મોજડીની પહેરનારીની શોધ ન મળી. હવે તો બહુ થઇ. અરે ભગવાન! તું તો દયાળુ છે. કંઇક તો ભાળ બતાવ! તું તો દુઃખીઆંનો બેલી છેને!"

પેલા સંન્યાસીએ આ સાંભળ્યું. સંન્યાસીને થયું, "આ કોઇ રાજકુંવર છે. દુઃખીઓ છે. લાવને એની પાસે જાઉં."

હળવે હળવે સંન્યાસી બાવા ધર્મશાળાના ઓવારામાંથી બહાર આવ્યા. કુંવર તો આ અચાનક આવનારને જોતાંજ ચમક્યો. એને થયું, "આ વળી કોણ હશે?"

સંન્યાસી એની પાસે આવ્યા. સંન્યાસીને જોઇને કુંવરને શાન્તિ વળી. એણે સંન્યાસીને પ્રણામ કર્યા. ઘોડા ઉપરના સાજમાંથી તળાઇ કાઢી, સંન્યાસીને આસન આપ્યું.

પછી બન્ને વાતે વળગ્યા. છેવટે સંન્યાસીએ કહ્યું, "કુંવરજી, એ રાજાની રાજધાની અહીંથી આશરે ચારેક માઇલ દૂર છે. પર્વત ઉપર એની રાજધાની છે. એની કુંવરીની એક મોજડી ખોવાઇ છે. ત્યાંના રાજાએ બધે ખબર કઢાવી છે ને ઢંઢેરો પીટાવ્યો છે, કે 'મોજડી લાવી આપનારને માગ્યું ઇનામ આપવામાં આવશે.'"

આ સાંભળી કુંવરના હરખનો પાર ન રહ્યો.

કુંવરે પ્રભુનો ને સંન્યાસીનો પા'ડ માન્યો. સંન્યાસી ઓવારામાં જઇ સૂઇ ગયા.

કુંવરને ઉંઘ આવતી નથી. એને તો મોજડી પહેરનારીની લેહ લાગી છે: "ક્યારે સવાર થાય ને એને શોધી કાઢું."

એક રાત એને એક વરસ જેટલી લાગી.



# પ્રકરણ ૬ ઠું

## કુંવરીના પિતાને ત્યાં

**કુકડો** બોલ્યો. પૂર્વમાં અવનવાં ઉષા-અરુણના લાલ-પીળા રંગ થયા. મંદ મંદ પવન વાવા લાગ્યો. કેટલાક જાગવા લાગ્યા. કેટલાક પ્રભાતિયાં ગાવા લાગ્યા. ઘંટીના અવાજ

સંભળાયા. વલોણાના ઘમકારા થયા. રબારીવાડામાં તો 'ભેં ભેં' ને 'બેં બેં' થવા લાગ્યું. કેટલાંક છોકરાં રડતાં ઉઠ્યાં, કેટલાંક હસતાં ઉઠ્યાં ને વળી કેટલાંક જાગેલાં ઉંઘી ગયાં. ચકલીઓ 'ચીં ચીં' કરવા લાગી. બધે આવ-જા થવા લાગી. દાતણપાણી, નાવુંધોવું વગેરે ઘણું બધું ચાલ્યું; પણ કુંવર મોડા સુધી જાગેલો એટલે તે ઉંઘતો હતો.

પણ અચાનક પવન જરા વધારે વાયો ને લીમડા ઉપરથી લીંબોળી પડી. લીંબોળી બરાબર કુંવરના કપાળમાં વાગી. ખરે જ, કુંવરનું નશીબ ઉઘડી ગયું! લીંબોળી વાગતાં જ કુંવર જાગી ગયો. જાગીને જુએ તો બધે અજવાળું અજવાળું.

સંન્યાસી બાવા તો ક્યારનાય ઉઠ્યા હતા. પાસેની નદીમાં જઇને નાહીધોઇને પરવાર્યા હતા. કમંડળમાં નદીનું પાણી પણ લાવ્યા હતા.

કુંવર જાગ્યો એટલે સંન્યાસી બાવા એની પાસે આવ્યા. કમંડળનું પાણી આપ્યું. કુંવરે દાતણ કર્યું. પછી સંન્યાસીને પ્રણામ કરીને એ કહે, "બાપજી, તમારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળીશ? જરૂર પડે તો મારી રાજધાનીએ આવશો."

સંન્યાસીએ આશીર્વાદ આપ્યા. ઘોડે સ્વાર થઇ કુંવર ચાલી નીકળ્યો.

પાદર વટાવ્યું, ઝાડી વટાવી ને ખાડા ટેકરા આવ્યા. ઝાડીવાળા ડુંગરા આવ્યા. ત્યાં તો પુષ્કળ પથરા હતા. મોટા

હતા, નાના હતા, કાળા હતા, લાલ હતા, પાસાદાર હતા, ગોળ ને લીસાય હતા. ઝાડવાંય પુષ્કળ હતાં. એક ઉપર બીજું ને બીજા ઉપર ત્રીજું. વેલાય પુષ્કળ ને ઘાસેય ઘણું બધું પડયું હતું.

પણ એ ડુંગરાળી ઝાડીમાંય રસ્તો હતો. કુંવર એ રસ્તે ચઢયો. જોતજોતામાં તો એ રાજમહેલ પાસે આવી પહોંચ્યો.

કુંવરે પહેરેગીરને કહ્યું, "તમારા રાજાજીને પ્રણામ સાથે કહો, કે 'બહાર એક રાજકુંવર આવ્યા છે. મોજડીની શોધ એ લાવ્યા છે.'"

પહેરેગીર તો મોજડીનું નામ સાંભળતાં જ પૂર જોમમાં આવ્યો. એ તો દોડતો દોડતો રાજા પાસે ગયો. પ્રણામ કરીને એ રાજાજીને કહે, "બહાર એક રાજકુંવર આવ્યા છે. એમણે પ્રણામ કહ્યા છે. મોજડીની શોધ એ લાવ્યા છે."

પહેરેગીરના બોલ સાંભળતાં જ રાજાની આશા વધી. એ કહે, "ભલે, તો એ રાજકુંવરને જલદી અહીં મોકલો. એમના સામાનની તેમ જ જમવાની સગવડ કરો."

પહેરેગીર તો ઉતાવળો ઉતાવળો બારણે આવ્યો. નમન કરીને એણે કહ્યું, "કુંવરજી, રાજાજીએ આપને અંદર જઇને મળવાનું કહ્યું છે. આ તમારા ઘોડાની તેમજ બીજી આપ ફરમાવો તે બધી વ્યવસ્થા કરવા તૈયાર છું."

કુંવર કહે, "હમણાં તો કાંઇ નહિ, લે આ ઘોડાની વ્યવસ્થા કરજે."

ઘોડો આપીને કુંવર મહેલમાં ગયો.

રાજાજી મોટા ચોકમાં સિંહાસન ઉપર બેઠા છે. બીજે માળે રૂપસુંદરી છાનીમાની બારીએ બેઠી છે. એ બારી ચોકમાં પડતી હતી.

નીચા નમીને કુંવરે પ્રણામ કર્યા. રાજાજીએ એને બેસવા માટે સુંદર આસન આપ્યું. પછી રાજાજી કહે, "કહો છો કુંવરજી, તમે મોજડીની શોધ લાવ્યા છો?"

કુંવર કહે, "હા જી."

રાજાજી કહે, "તો મોજડી કેવી છે ને ક્યાં છે?"

કુંવર કહે, "લ્યો રાજાજી, મોજડી તો આ રહી; પણ મોજડી તમારી કુંવરીની હોય કે નહિ તેની મને ખબર નથી."

રાજાજીએ મોજડી હાથમાં લીધી. ફેરવી ફેરવીને જોઇ. પછી એ બોલ્યા, " કુંવરજી, ખરેખર આ મોજડી તો એ જ."

કુંવર કહે, રાજાજી, તો એ મોજડી રાખો ને શરત પાળો."

કુંવરી તો એની મોંઘેરા મૂલની, ચળકતી, વહાલી મોજડી જોઇને આનંદનાં આંસુ પાડતી બેસી રહી છે. એના મનમાં તો એમ છે કે 'ક્યારે એ મોજડીને હાથમાં લઉં.'

## પ્રકરણ ૭ મું

### મોજડીનો બદલો

**રાજાજીએ** મોજડીને ગાલીચા ઉપર મૂકી. પછી રાજાજી કહે, "બોલો કુંવરજી, તમારે મોજડીના બદલામાં શું જોઇએ છીએ? કહો તો હાથી આપું, ઘોડા આપું, ધનમાલ આપુ ને કહો તો પાંચ–સાત ગામ ઇનામ આપું."

કુંવર કહે, "રાજાજી, હાથી ઘોડાની મારે ત્યાં ખોટ નથી, ધનમાલેય પુષ્કળ છે ને મારા પિતા રાજા છે એટલે ઇનામમાં ગામનીય જરૂર નથી."

રાજાજી કહે, "ત્યારે તમારે શું જોઇએ છીએ?"

કુંવર કહે "રાજાજી, આપો તો એક આપની કુંવરી આપો. મારે બીજું કશું ન ખપે."

રાજાજી કહે, "કુંવરભા, એ તો હું ન આપી શકું. કુંવરી ને પરણવું કે ન પરણવું એ એની મરજીની વાત છે. હું એને ન કહું કે 'તું આમની સાથે લગ્ન કર.'"

કુંવર કહે, "રાજાજી, તો આપ આપનાં કુંવરીને બોલાવીને પૂછો."

રાજાએ હજુરીઆને કહ્યું, "જાઓ, કુંવરીને કહો, 'મોજડી મળી છે. એક કુંવરજી એ લેઇને આવ્યા છે. મોજડીના બદલામાં એ તમારી સાથે પરણવા ઇચ્છે છે. રાજાજી તમારી ઇચ્છા જાણવા તમને ચોકમાં બોલાવે છે.'"

હજુરીઓ કુંવરીને બોલાવવા ગયો.

કુંવરી તો આ બધું બારીની જાળીમાં રહ્યાં રહ્યાં જોઇ રહી હતી, ને સાંભળી રહી હતી. એને કુંવર ગમી ગયો હતો. કુંવરનું રૂપ કાંઇ જેવું તેવું ન હતું. આભાર નીચે એ દબાએલી ને વળી મોજડી મળ્યાનો અનહદ આનંદ હતો. એ ત્યાં જવાની જ વાટ જોતી બેઠી હતી.

કુંવરી ત્યાંથી ઉઠી. એ માજી પાસે આવી. એટલામાં હજુરીઓ આવ્યો. એણે સંદેશો કહ્યો. સંદેશો સાંભળીને રાણી આનંદ પામી.

કુંવરીએ શણગાર સજ્યા. એણે ચાલવા માંડયું. આગળ હજુરીઓ ને પાછળ કુંવરી. બન્નેય ચોકમાં આવી પહોંચ્યાં.

રાજાજી પાસે કુંવરી બેઠી. એ કહે, "પિતાજી, એ કુંવરને મેં કયારનાય જોયા છે. મને એ ગમી ગયા છે ને વળી એમને બદલો આપવાની તમારે માથે આફત આવી પડી છે. હું એમના વિના બીજાઓને ભાઇ ને બાપ સમજું છું. હું એમની સાથે પરણવા ખુશી છું.

રાજાજી કહે, "ઠીક, બેન."

કુંવર ખુશી થયો. કુંવરી ખુશી થઇ. રાજાજી ય ખુશી થયા.

કુંવરને રહેવા મહેલ આપ્યો.

લગ્ન લેવાયાં. કુંવરના પિતાને ત્યાં કંકોત્રી મોકલી.

આજે મહા સુદિ પમ છે. રાજનગરમાં બધે આનંદ આનંદ થઇ રહ્યો છે. તરીઆ–તોરણ બંધાયાં છે. સુંદર

મંડપ બાંધ્યો છે. રાતી ચોરી ચીતરી છે. રંગોળી પૂરી છે. ઢોલ–નગારાં વાગે છે, ડંકા–નોબત ગગડે છે, શરણાઇ સૂર ગાજે છે, છત્રીશ વાજાં વાગે છે. આજે રૂપસુંદરીનાં લગ્ન થવાનાં છે.

સૂરસિંહના પિતા આવ્યા. સાથે પ્રધાન, બીજા ભાયાતો ને કુંવરના ભાઇબંધોય આવ્યા છે.

કુંવરનો વરઘોડો પુષ્કળ ધામધૂમથી આખા નગરમાં ફરી વળ્યો. વરરાજાને જોઇને આખું ગામ હરખ્યું. લોકોએ બારીઓ ને અટારીઓએ ચઢીને કુંવરને ફૂલોથી વધાવ્યો.

રત્નજડિત ચોરીએ કુંવર પરણવા બેઠા. કુંવરીને પધરાવ્યાં. બ્રાહ્મણ મંત્રોચાર કરવા લાગ્યા. છત્રીશ વાજાં વાગવા લાગ્યાં. અગ્નિની શાખે રૂપસુંદરી ને સૂરસિંહ પરણી ઉઠયાં. રાજાએ વરકન્યાને પુષ્કળ ધન આપ્યું, હાથી આપ્યા, ઘોડા આપ્યા, સુંદર સુંદર કાપડ આપ્યું. ને સપ્તમુખી રેંટીઓ આપ્યો. બ્રાહ્મણોને પુષ્કળ દાન કર્યું.

સાત દિવસ જાન રહી. ભાત ભાતની રસોઇઓ થઇ આનંદના ઉત્સવેય થયા. પછી રૂપસુંદરીને લઇને જાન સાથે સૂરસિંહ પોતાના ઘર તરફ પાછા પાછા વળ્યા.



## પ્રકરણ ૮ મું

### રંગમાં ભંગ

**રૂપસુંદરી** ને સૂરસિંહ તો પોતાને મહેલે ખાય છે, પીએ છે, સોગઠે રમે છે ને મઝા કરે છે.

પણ એક દુઃખ ઉભું હતું! નાનપણમાં અણસમજણમાં સૂરસિંહે એક કુમતિ નામની કન્યા સાથે લગ્ન કર્યું હતું. કુમતિ તે ખરેખર કુમતિનું જ પુતળું હતી. તેનામાં કાંઇ અક્કલ મળે નહિ. રૂપેય બહુ નહિ તેમ ગુણેય સારા ન મળે.

બહુ અદેખી. એને પટરાણી થવું હતું. રૂપસુંદરી સાથે એ બહુ અદેખાઇ કરે. એનાં માન એ સાંખી ન શકે.

સૂરસિંહ તો રૂપસુંદરીને જ ચાહતો હતો. કુમતિને એ ન ઇચ્છે. કુમતિ અંદરથી રૂપસુંદરી ઉપર અદેખાઇ રાખે, પણ બહારથી તો બોલાવે–ચલાવે ને ઘણો પ્રેમ રાખે. લાગ મળે તો એ રૂપસુંદરીને મારી નાખવાનું પણ ન ચૂકે. સૂરસિંહને આ વાતની ખબર ન હતી.

આમ કેટલાક દિવસ ચાલ્યું. એક દિવસ સૂરસિંહને ઘણા જ જરૂરી કામે બહારની મુસાફરીએ જવાનું થયું. એને રૂપસુંદરીથી છૂટા પડતાં દુઃખ તો થયું; પણ કરે શું? પિતાની આજ્ઞા હતી. એણે રૂપસુંદરીને પોતાની માને સોંપી. રૂપસુંદરીને ભેટીને એ ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૯ મું

## નવલખો હાર લેઇ લીધો!

**કુમતિએ** રૂપસુંદરીના ગળામાં પેલો નવલખો હાર જોયો હતો. રૂપસુંદરીનો એ જીવતૂલ્ય હાર કુમતિને જોઇતો હતો. એણે રૂપસુંદરીની પાસે એ ઘણી વાર માગ્યો; પણ બિચારી તે કેવી રીતે આપી શકે? હાર આપે તો જીવ જાય. રૂપસુંદરીએ તો જોષીજીએ જન્મ વખતે ભાખેલું બધું કહી સંભળાવતાં કહ્યું, "બેન, એ હાર મારા ગળામાં ન હોય તો મારામાં કશું ચેતન ન રહે! હું મરીજ જાઉં! બેન, આથી હું હાર આપી શકું તેમ નથી."

કુમતિ આથી બહુ ચિઢાઇ હતી. એને ને રૂપસુંદરીને ન બને. એ એનો લાગ શોધતી હતી.

સૂરસિંહ ગયો એટલે કુમતિએ એની પ્રપંચ-જાળ પાથરવા માંડી. એણે એક દાસીને બોલાવી. કુમતિ દાસીને કહે, "જો, મધ્યરાત્રિ થાય એટલે તારે રૂપસુંદરીના ખંડમાં જવું. એ ઘસઘસાટ ઉંઘતી હશે. હળવે રહીને ચૂપકીથી એ જાણે નહિ એવી રીતે એના ગળામાંનો પેલો હાર તારે કાઢી લાવીને મને આપવો. જો કાંઇ ચૂક થઇ તો તારી બૂરી વલે સમજજે."

દાસી ચકોર હતી. પ્રપંચ કરવામાં પહોંચેલી હતી. એ કહે, "બાસાહેબ, એમાં તો તમારે મને કાંઇ નહિ કહેવું પડે. આ એવાં તો કેટલાંય ને આમ મચરડી નાખ્યાં. એક હાર લાવવો એમાં તે શું મોટું કામ છે? આ લાવી જ જાણોને."

સાંજ પડી. રાજકાજ પૂરાં થયાં. દરબાર વિખેરાયો,

શેઠીઆઓએ દુકાનો બંધ કરી. ખેડુતો ઘર તરફ વળ્યા. ગાયોનાં ધણ (ટોળાં) ઘર તરફ પાછાં ફર્યાં. બધે ઘોંઘાટ થઇ રહ્યો. સૂરજ નારાયણ બીજી દુનિયામાં ચાલ્યા ગયા.

ખાઇપીને બધાં વાતે વળગ્યાં. ગીત ગાયાં. સૂઇ ગયાં. ઉંઘી ગયાં. ભરનિદ્રામાં પડચાં.

દાસી લાગ ન ચૂકી. કાળું કામ કરવાનું ને રાત્રિય કાળી થઇ ગઇ હતી. છુપાતી છુપાતી દાસી રૂપસુંદરીના ખંડમાં ગઇ. રૂપસુંદરી નિર્ભયપણે ઉંઘતી હતી. વાતાવરણ બધું શાન્ત થઇ ગયું હતું.

દાસીએ હળવે રહીને રૂપસંદરીની ડોક ઉંચી કરીને હાર કાઢી લીધો. પછી હળવે રહીને માથું ઉશીકા ઉપર મૂકી દીધું. હરખાતે હૈયે હાર લેઇને એ ચાલી નીકળી. એણે હાર કુમતિને આપી દીધો.

કુમતિએ હસતાં હસતાં ગળામાં હાર નાખ્યો: "લે, લેતી જા હવે! હાર નહોતો આપવોને!" આમ કહીને એ સૂઇ ગઇ.



## પ્રકરણ ૧૦ મું

## વિપરીત થયું!

**સવાર** થયું. પૂર્વમાં સૂરજ નારાયણ કંઇક ઝાંખા ઉગ્યા. બધાં જાગીને ઉઠ્યાં. પોતપોતાને કામધંધે વળગ્યાં; પણ હજુ રૂપસુંદરી પલંગમાંથી ઉઠી નથી!

દાસીઓ આવી બાસાહેબને ખૂબ બોલાવે; પણ એ બોલે નહિ. એક દાસીએ એમના શરીરે હાથ ફેરવ્યો, નાક આગળ હાથ ધર્યો, કપાળે હાથ મૂક્યો; પણ બધું ઠંડું ઠંડું. કશુંય ન હાલે કે ન ચાલે! સૌ કહે, "ખરેખર, બાસાહેબ મરી ગયાં! અરે પ્રભુ, આ શું કર્યું?"

દાસીએ આ વાત ફેલાવી. રાણીએ એ સાંભળી. એ રડતી રડતી ત્યાં આવી. રાણીએ રાજાજીને કહેવરાવ્યું. રાજાજી ત્યાં આવ્યા. મહેલમાંનાં બીજાં બધાં માણસોય ભેગાં થઇ ગયાં. બધાંનાં મોં ઉતરી ગયાં હતાં. બધાંયની આંખો ભીની હતી. બધાંયને રૂપસુંદરી વહાલી હતી. બધાંયને એનું હસવું જોવું ગમતું હતું. હસતાં મોતી ખરે ને બધાં ખૂશ થાય. એની સાથે વાતો કરવા બધાં ઇચ્છતાં હતાં. પણ હવે શું થાય?

રાજાજીએ વૈદ્યરાજને બોલાવ્યા. વૈદ્યરાજ વૈદું જાણતા હતા ને સાથે સાથે જોતિષમાંય એક્કા હતા.

એ કહે, "રૂપસુંદરીબાનો જીવ તાળવે ચઢી ગયો છે. આ એમની ભારે ઘાત છે. ઉપચાર કરીએ ને સૂરસિંહકુમાર આવે ત્યાંસુધી એમને એક જુદા મહેલમાં રાખીએ."

રાજારાણીએ વૈદ્યરાજનું કહેવું કબુલ કર્યું ને રૂપસુંદરીને એક જુદા મહેલમાં રાખવામાં આવી.

પવનવેગી સાંઢણીવાળાને બધા સમાચાર જણાવી તુરતજ સૂરસિંહકુમારને તેડવા મોકલ્યો.

સાંઢણીવાળાએ સાંઢણીને પૂરપાટ મારી મૂકી. એ....જાય, એ....જાય. ગમે એટલું તોય એ તો પવનવેગી સાંઢણી.

સાંઢણીવાળો કુંવરને મળ્યો. પ્રણામ કરીને એણે બધા સમાચાર કહી સંભળાવ્યા.

કુંવર એ સાંભળીને નિરાશ થઇ ગયો. એના દુઃખનો પાર ન રહ્યો. એનાથી કાંઇ બોલી શકાયું નહિ. ઘોડાને તો ત્યાં ને ત્યાંજ રહેવા દીધો, અને એ તો પાણી વહેતી આંખે સાંઢણીવાળા સાથે સાંઢણી ઉપર સ્વાર થયો.

સાંઢણીવાળાએ સાંઢણી દોડાવી. જોતજોતામાં તો સાંઢણી કુંવરના નગરમાં આવી પહોંચી.

રાજા, રાણી, દાસીઓ ને બીજાં બધાં મહેલમાંનાં માણસો શોકાતુર છે. કોઇને કાંઇ કામ સૂઝતું નથી. બધાંય રૂપસુંદરીને સંભારે છે ને આંસુની રેલ પાડે છે.

રૂપસુંદરીને રાખી હતી તે મહેલે કુંવર ગયો. ધ્રૂસકે ધ્રૂસકે એ રડ્યો. એણે ખાવું ને પીવું તજી દીધું. એને તો શિકાર ખેલવામાં, રમવામાં, ગાનતાનનો રસ લૂંટવામાં ને સૃષ્ટિસૌન્દર્ય નિહાળવામાં–કશાયમાં આનંદ પડતો નથી. વિચાર કરતો મૂંગે મોંઢે એ રૂપસુંદરીને રાખેલા મહેલ આગળ બેસી રહ્યો.

રાત પડી. સાતમનો ચન્દ્ર ખીલ્યો. બધું રૂપેરી રૂપેરી થઇ ગયું. પાસેની કુંજમાં કોકિલા ટહૂકી. એટલામાં રૂપસુંદરીવાળા મહેલમાંથી ધીમો–મીઠો–મધુર અવાજ આવ્યો!

કુંવર ચમકયો. "આ શું? આ અવાજ કોનો? ખરેજ, આ અવાજ તો હું જેને માટે શોક કરૂં છું એ લાડીલી પરીનોજ છે!"

કુંવર હરખાતે હૈયે બોલ્યો, "અત્યારે આ મધુરૂં ગાનાર કોણ હશે?"

મહેલમાંથી જવાબ આવ્યો, "એ તો આપનીજ રૂપસુંદરી."

રૂપસુંદરીનું નામ સાંભળતાંજ કુંવરે કમાડ ઉઘાડી નાખ્યાં. અંદરથી સુંદરી દોડતી આવી. બન્ને ભેટી પડયાં. કુંવર નવાઇ પામ્યો. રૂપસુંદરીનેય શાન્તિ વળી.

બન્નેએ ખૂબ ખૂબ વાતો કરી. છેવટે રૂપસુંદરી કહે, "હવે સવાર થવા આવ્યું છે. હમણાં તમારી જૂની પત્ની કુમતિબેન ઉઠશે ને મારી પાસેથી ચોરી લીધેલો મારો નવલખો હાર પહેરશે એટલે મારો જીવ પાછો ખેંચાઇ જવાનો. હું પાછી મરી જઇશ."

કુંવર બધું સમજી ગયો. એ કહે, "ઠીક છે. આજ હું એ બધું જોઉં છું. એણે મને કાંઇ ઓછું દુઃખ નથી આપ્યું. ઠીક ત્યારે, તું હવે પલંગમાં પોઢી જા. હું જાઉં છું."

## પ્ર ક ર ણ ૧ ૧ મું

## રૂપસુંદરી જીવતી થઇ!

**સવાર** થયું. અંધારૂં ગયું ને અજવાળું થયું. શાન્તિનો ભંગ થયો ને બધું ગામ હલમલી ઉઠયું.

કુંવર રાજમહેલે દોડયો. નોકરને બોલાવ્યો ને મહેલમાંના બધા સ્ત્રીમંડળને ભેગું કરવા શંખનાદ કરાવ્યો.

શંખનાદ થયો ને બધું સ્ત્રીમંડળ ચોકમાં ભેગું થવા લાગ્યું. રાણી આવી, દાસીઓ આવી, ભાયાતોની પત્નીઓ આવી; ફોઇ, માસી, મામી, કાકી વગેરે જે જે ત્યાં હાજર હતાં તે બધાંય આવ્યાં. કુમતિને આવતાં જરા વાર થઇ. એની દાસી વહેલી વહેલી દોડી ગઇ ને એની બાસાહેબને બોલાવી લાવી.

કુમતિનો ડોળ અત્યારે માતો નથી. સુંદર સાળુ પહેર્યો છે. હાથે, પગે ને ગળે પુષ્કળ ઘરેણાં પહેર્યાં છે. ગળામાં પેલો ચોરેલો નવલખો હારેય નાખ્યો છે. એ તો રૂમઝુમ કરતાં આવ્યાં ચોકમાં.

દાસીઓએ બેસવા જગ્યા આપી.

બધાં આવી રહ્યાં એટલે કુંવરે વાત ઉપાડી. "બધાંને વહાલી એવી રૂપસુંદરી તો હવે મરી ગઇ. પણ એના ગળામાંનો પેલો નવલખો હાર જો કોઇએ કોઇની પાસે જોયો હોય તો બતાવજો ને કોઇની પાસે હોય તો મને હમણાં ને હમણાં આપી દેજો."

બધું મંડળ શાન્ત થઇ ગયું. બધાંય એક બીજાના સામું જુએ. કોઇ કશું બોલતું નથી. ફક્ત પેલી દાસી કુમતિના સામું જુએ છે.

છેવટે કુંવરે એકે એકે બધાંને પૂછવા માંડયું. બધાંએ નાની નાજ કહી. કોઇને પૂછવાનું બાકી ન રહ્યું. કુંવરના ગુસ્સાનો પાર ન રહ્યો.

છેવટે પેલી દાસીથી ન રહેવાયું. હળવે રહીને એણે કુમતિને કહ્યું, "બાસાહેબ, કહી દોને કે હાર આ રહ્યો. આપી દોને, હવે તમારે શું કરવો છે?"

કુંવરે આ વાતચીત સાંભળી. પાસે બેઠેલાં રાણીબાએ પણ કંઇક સાંભળ્યું. કુંવરે તો અચાનક દાસીને અને કુમતિને પકડયાં. તમાચો લગાવીને કુમતિના ગળામાંથી નવલખો હાર લેઇ લીધો. બન્નેને કેદખાનામાં પૂર્યાં. કુંવર હાર લેઇને દોડતો દોડતો રૂપસુંદરીને પૂરેલા મહેલે ગયો. મહેલમાં જઇને એણે એને હાર પહેરાવી દીધો.

રૂપસુંદરી તો આળસ મરડીને પથારીમાં બેઠી થઇ. જાણે પહેલાંનીજ રૂપસુંદરી. એનું એ રૂપ ને એની એ વાણી. કુંવર હરખાયો. એણે ચોકમાં બનેલી બધી વાત કહી.

રૂપસુંદરી ને સૂરસિંહ મહેલે આવ્યાં. રૂપસુંદરીબા જીવતાં થયાની વાત મહેલમાં પસરી. રાજા, રાણી ને મહેલનાં બધાં માણસોનાં મુખડાં હસવા લાગ્યાં. બધે આનંદ

આનંદ થઇ રહ્યો. આખા નગરમાં વાત ફેલાઇ, "રૂપસુંદરીબા સજીવન થયાં!" બધી પ્રજાને આનંદ થયો.

આખાય નગરના લોક આનંદમાં આવી ગયા. વાજાં વાગવા લાગ્યાં. ધજા પતકાઓ ફરફરવા લાગી. આનંદના ઉત્સવ થયા.

કુંવરનો વિચાર કુમતિને ને દાસીને ભારે શિક્ષા કરવાનો હતો; પણ રૂપસુંદરીનું હૈયું નાજુક હતું. એનામાં દૈવી ગુણો હતા. એ સૂરસિંહને બહુ કરગરી. છેવટે કુંવરે કહ્યું, "તમારે એને જે શિક્ષા કરવી હોય તે કહો."

રૂપસુંદરી કહે, "કુમતિબેનનો જીવ સલામત રહે ને એમને દેશપાર કરો. દાસીને રાજનગરમાંથી કાઢી મૂકો. થોડે સમયે પાપનો પસ્તાવો કરીને બન્નેય સુધરી જશે."

કુંવરે આ વાત પિતાને કહી. પિતાએ તે પ્રમાણે ન્યાય ચૂકવ્યો.



## પ્રકરણ ૧૨ મું

### રૂપસુંદરી રાણી થઇ.

**રાજાજી** ઘરડા થયા હતા. માથે ધોળાં થયાં હતાં. આંખો ભૂરી થઇ હતી ને હવે શરીર નમવા લાગ્યું હતું. આવતી કાલે મુહૂર્તેય સારૂં હતું. રાજાજીએ તો કુંવરને આવતી કાલે રાજ્યાભિષેક કરવાનો રાજનગરમાં ઢંઢેરો પિટાવ્યો. રાજ્યમાં બધે એના સંદેશા પહોંચાડયા.

આખા ગામમાં આજે બમણો આનંદ થઇ રહ્યો છે. ઘેરઘેર તરીઆ-તોરણ બંધાયાં છે. માંહી આસોપાલવ ફરકે છે. નિશાળોમાં રજા છે. કામધંધો બધું બંધ છે. સરખી સાહેલીઓ રાસ ગાય છે. રાજનગરમાં માણસોની મેદની માતી નથી. બધાંને હૈયે હરખ માતો નથી.

નવ વાગ્યા. દરબાર ભરાયો. એક બાજુ સ્ત્રીમંડળ બેઠું છે. બીજી બાજુ પંડિતો, ભાયાતો, બ્રાહ્મણો, સામંતો, નગરજનો, બાળકથી તે છેક વૃદ્ધ સુધીનાં બધાંય બેઠાં છે.

છત્રીસ વાજાં વાગે છે. ધજાપતાકાઓ ફરફરે છે. અત્તર-ધૂપની ફોરમ પસરી રહી છે. કીમતી તોરણ બાંધ્યાં છે. બધાં એકીટસે રાજગાદી તરફ જોઇ રહ્યાં છે.

રાજાજી આવ્યા. એમની સાથે રાજમાતા, કુંવર સૂરસિંહજી ને રૂપસુંદરીબા આવ્યાં. દાસીઓય આવી.

બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કર્યા. અભિષેકની બધી વિધિ કરી. છેવટે રાજગોર ઉભા થયા. કુંવરને ને રૂપસુંદરીને તિલક કર્યું. કુંવરને રાજતલવાર આપીને રાજમુગટ પહેરાવ્યો. સભાજનોએ સૂરસિંહદેવની જય બોલાવી. રૂપકુંવરબાની જય બોલાવી ને બન્નેય રાજગાદીએ બેઠાં. સૂરસિંહદેવ રાજા થયા ને રૂપકુંવરબા રાણી થયાં. બધે આનંદ આનંદ થઇ રહ્યો. બધાંએ આ નવાં રાજારાણીને હૃદયના ઉમળકાથી વધાવ્યાં.

ભાટચારણોએ શૂરાતનનાં ગીત ગાયાં. નાટારંભ થયો. કંઇક કંઇક ગીતો ગવાયાં. અજાયબીના ખેલો થયા. સારા

સારા સરપાવ વહેંચાયા. બ્રાહ્મણોને દાન દેવાયાં. ગોળ-ધાણા ને સાકર વહેંચાયાં.

બપોર થયા. વાજાં વાગવાં શરુ થયાં. દરબાર વિખરાવા લાગ્યો. બધાંયને આજે રાજ્ય તરફથી જમવાનું હતું. બધાં જમી પરવાર્યાં.

આખો દિવસ ગામમાં જ્યાં જુઓ ત્યાં આનંદ આનંદ ને આનંદ. આખા રાજ્યમાંય આનંદ.

હવે તો સૂરસિંહદેવ ને રૂપકુંવરબા રાજગાદીએ બેસે છે, ખરાખોટાનો ન્યાય કરે છે, વીતકની વાતો કરે છે, રમે છે, જમે છે ને મઝા કરે છે.

 



 

## બાળોપયોગી પુસ્તકો

૧. **મોજડીનાં મૂલ્ય** (ઉમિયાશંકર ઠાકર) ૦-૨-૬

૨. **લાકડાના પોપટ** (છપાય છે.) ૦-૧-૦

ઉપરનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં:

**વઢવાણ:** જેચંદ તલકશી એન્ડ સન્સ

**અમદાવાદ:** ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો, રીચીરોડ
ગુજરાત સાહિત્ય મન્દિર, રીચીરોડ

**નડિયાદ:** ન્યુ ગુજરાત બુક ડીપો, મુગલનો કોટ

**આણંદ:** સી. એચ. દવેની કંપની, સ્ટેશન રોડ

**વડોદરા:** એમ. સી કોઠારી રાવપુરા રોડ

**સુરત:** કરસનદાસ નારણદાસ, નાણાવટ

**મુંબઇ:** એન. ડી. મહેતા, કાલબાદેવી રોડ

## બીજાં શાળોપયોગી પુસ્તકો

ગુજરાતની ભૂમિકા ૦-૪-૦
ખેડા જિલ્લાની ભૂગોળ ૦-૨-૬
આણંદ તાલુકાની ભૂગોળ ૦-૧-૬

ઉપરાંત શાળોપયોગી સઘળાં પુસ્તકો તેમજ બીજાં ખાસ ઉપયોગી પુસ્તકો નીચેને સરનામે મળશે

સી. એચ. દવે એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
આણંદ

**તા. ક.** છુટક નકલ મંગાવનારે કીમત તથા પોસ્ટેજ અગાઉ ટિકિટો બીડવી. જથાબંધ લેનારને વી. પી. થશે.